ૐ

ૐ તત્ સત્

"શ્રી સત્યસાધક અધિકારિ મંડળ"

સદ્ગુરૂ મહારાજ

શ્રીમન્ નટવરલાલજી તત્ત્વવેત્તા વિરચિત

# ધર્મ ચર્યા.

છપાવી પ્રકટ કર્ત્તા

સ૦ ગોકળભાઇ પ્રાણુદાસ પટેલ. મુ. સેરથા. તથા
સ૦ હમાભાઇ ઉગરાભાઇ પટેલ. મુ૦ સેરથા.

અમદાવાદ પીરમસા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઇએ છાપ્યું.

सतांसंगं विना कोपि लभेत्किंवांछितं फलं ॥
नहि संतापशांतिः स्यात्पूर्णचंद्रोदयं विना ॥ १ ॥

જેમ પોર્ણમાસીના ચંદ્રના ઉદય વિના સંતાપની શાન્તિ થતી નથી તેમ સત્પુરૂષના સમાગમ વિના કોઇ પણ પુરૂષ વાંછિત ફળને પ્રાપ્ત થતો નથી.

સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.
આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સ્થૂળ વસ્તુનુ મૂલ્ય દોઢ આનો.

# અર્પણ પત્રિકા.

સકળ તિર્થ સ્વરૂપ શિરછત્ર મુકુટમણિ પૂજ્યચરણ

વડીલ પિતાશ્રી દ્વિવેદી દેવશંકર ભગવાનજીના

સુકોમળ પદ[illegible]જમાં

જન હિતાર્થે અતિ સૂક્ષ્મતમ વિચાર[illegible] વિસ્તૃત ક[illegible]. આ શ્રી ધર્મ ચર્ચા નામનુ લઘુ પુસ્તક[illegible] વિનય સમર્પ[illegible] કૃતાર્થ થાઉ છું. એજ વિજ્ઞપ્તિ.

લી૦ આપનો કૃપાકાંક્ષિત ને પદપદ્માનુરાગી,

શ્રી૦ નટવરલાલજી ઉ. તત્ત્વવેત્તા.

નાંદોલ.

---

૧ સિદ્ધાંત સૂર્યોદય, ૨ પદમાળા, ૩ પ્રવિણ પયોનિધિ, ૪ કળિયુગની કથા વિગેરે પુસ્તકો મળવાનાં ઠેકાણાં નીચે પ્રમાણે.

કર્ત્તા તથા પ્રસિદ્ધ કર્ત્તાઓને ત્યાંથી.

તથા

શ્રીમાન્ શીભાઇભાઈ રણછોડભાઈ પટેલ. સેરથા. તા. કલોલ.

તથા

શ્રીમાન્ ધૂળાભાઇ ઉમેદભાઈ પટેલ. સેરથા. તા. કલોલ.



॥ ૐ નમઃશિવાય ॥

શ્રી સત્ય સાધક અધિકારિ મંડળના

સદ્‌ગુરૂ મહારાજ

શ્રીમન્ નટવરલાલજી તત્ત્વવેત્તા વિરચિત

# ધર્મ ચર્ચા.

---

મંગલમ.

वांछा सज्जन संगमे परगुणे प्रीतिर्गुरौ नम्रता ।
विद्यायां व्यसनं स्वयोषि तिरति लोंका पवादद्भयम् ॥
भक्तिःशूलिनी शक्ति रात्म दमने संसर्ग मुक्तिः खले ।
एवेते ये वसांत निर्मलगुणा स्तेभ्यो नरेभ्यो नमः ॥ १ ॥

સજ્જનના સમાગમમાં વાંછના-પરના ગુણમાં પ્રીતિ શ્રી ગુરૂમાં નમ્રપણું વિદ્યામાં વ્યસન-સ્વસ્ત્રીમાં પ્રેમ-લોકાપવાદનો ભય-શ્રી શંકરમાં ભક્તિ મનોનિગ્રહમાં સામર્થ્ય ખલ પુરૂષોના સંસર્ગનો ત્યાગ એવા નિર્મલ ગુણો જે પુરૂષોમાં વસે છે તે પુરૂષોને નમસ્કાર.

---

## શ્રી સત્ય સાધક અધિકારિ મંડળ.

પ્રશ્ન—શ્રી સત્ય સાધક અધિકારિ મંડળ એટલે શું?

ઉત્તર—શ્રી એ શબ્દ માંગલ્ય વાચક છે. તે પછી સત્ અસતથી વિલક્ષણ જે માયા તેનો ચિત્તમાંથી પરિત્યાગ કરવાની અપેક્ષાથી દેશ-કાળને વસ્તુ-પારચ્છેદથી રહિત આસ્ત, ભાતિ, ને પ્રિય રૂપે વ્યાપક સત્ ચિત્ ને આનંદ સ્વરૂપ ત્રણે કાળમાં જેનો બાધ થતો નથી એવા સત્ય એટલે નિત્ય રહેવા વાળા જે બ્રહ્મ તેમના સાધક એટલે જ્ઞાનવડે તેઓના અતિ માંગલિક અને કલ્યાણ કર સ્વરૂપને જાણી નિરંતર નિદિધ્યાસવડે તેમનો સાક્ષાત્કાર કરનારા ૧ વિવેક. ૨ વૈરાગ્ય. ૩ શમ. ૪ દમ. ૫ શ્રદ્ધા. ૬ સમાધાન. ૭ ઉપરામ. ૮ તિતિક્ષા. ને ૯ મુમુક્ષુતા જ્ઞાનની દુરનાં તે નવ સાધનો ને ૧ શ્રવણ. ૨ મનન. ૩ નિદિધ્યાસ જ્ઞાનની સમીપનાં તે ત્રણ સાધનો એમ કુલ બાર સાધનોને સાધ્ય

કરી આધિકારિ થયેલ એવું જે મંડળ એટલે જીજ્ઞાસુઓનો સમુહ તેને "શ્રી સત્ય સાધક અધિકારિ મંડળ" કહે છે.

પ્ર૦ શ્રી સત્ય સાધક આધિકારિ મંડળનો મુખ્ય શું ઉદ્દેશ છે?

ઉ૦ આકડાની કેરી રૂપ છતાં અજ્ઞાનથી આંબાની કેરીરૂપ ભાસતિ માયાનો ચિત્તમાંથી નાશ કરાવી જીવ બ્રહ્મની એકતા જણાવવી તે.

શ્રી સત્ય સાધક અધિકારી મંડળનો મુખ્ય ઉદ્દેશ છે.

પ્ર૦ ધર્મ એટલે શું?

ઉ૦ ધર્મ એટલે યોગ્ય કર્તવ્ય ધર્મ બે પ્રકારના છે ૧ વ્યાવહારિક ને ૨ પારમાર્થિક સતિનો પતિ પ્રત્યેનો ધર્મ પતિનો સતિ પ્રત્યેનો ધર્મ પુત્રનો પિતા પ્રત્યેનો ધર્મ પિતાનો પુત્ર પ્રત્યેનો ધર્મ પુત્રનો માતા પ્રત્યે માતાનો પુત્ર પ્રત્યે ભાઇ ભાઇનો બેન બેનનો ભાઈ બેનનો મિત્રનો વિગેરે ધર્મ વ્યાવહારિક ધર્મ કહેવાય છે.

પરમ પદની પ્રાપ્તિને અર્થે કર્મ ઉપાસના અને જ્ઞાનવડે સિદ્ધ થતુ જીવાત્માનુ અતિ હિતકર જે કર્તવ્ય તે પારમાર્થિક ધર્મ કહેવાય છે. તેમાં પારમાર્થિક ધર્મ મુખ્ય છે અને વ્યવહારિક ધર્મ ગૌણ છે. જ્યાં સુધિ પ્રારબ્ધના બળવડે સ્થૂળ શરિરથી અમે વ્યવહાર વ્યાપક છીએ ત્યાં સુધિ બહિરંગ વ્યાવહારિક ધર્મને પણ માન્ય કરીએ છીએ. અને અંતરંગમાં સર્વદાને માટે સ્થિત જે પારમાથક ધર્મ તેની

અસ્ખાલત ધારાનો પ્રવાહ સ્વિકાર કરી શ્રેષ્ટત્તમ પારમાર્થિક ધર્મને ધર્મ કહીએ છીએ.

પ્ર૦ ધર્મ કેટલી પ્રકારના છે.

ઉ૦ આત્મજ્ઞાન એકજ છે, તેના ધર્મ અનેક હોય નહિ ધર્મ એકજ છે પણ પાંચ આંધળાઓએ હાથી જોયો એ દૃષ્ટાંત પ્રમાણે એકજ ધર્માંતર સાંપ્રતકાળમાં મતવાદીયો ઘણા છે. તે એ કે—

૧ ચાર્વાક ( નાસ્તિક ) ૨ જૈન, ૩ યાહુદી, ૪ મુસલમાન, ૫ ખ્રીસ્તી, ૬ શુન્યવાદી બૌદ્ધ, ૭ ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધ, ૮ રામાનુજ, ૯ નિંબાર્કાચાર્ય, ૧૦ વલ્ભાચાર્ય, ૧૧ મધ્વાચાર્ય, ૧૨ સ્વામીનારાયણ, ૧૩ શંકરાચાર્ય, ૧૪ દયાનંદ, ૧૫ નૃસિંહાચાર્ય, ૧૬ ભટ્ટમત, ૧૭ રાધાવલ્ભી, ૧૮ દાદુ, ૧૯ વામમાર્ગ, ૨૦ કબીર, ૨૧ ઉદ્દા, ૨૨ પ્રણામિ, ૨૩ બીજ, ૨૪ કૈવલેશ, ૨૫ ગોકલેશ, ૨૬ કલ્કી, ૨૭ કાંછળીયો, ૨૮ નાનક, ૨૯ નિંબાદિત, ને ૩૦ શિખ. વિગેરે વિગેરે મતો ઘણા છે.

પ્ર૦ ચાર્વાકનો શું મત છે.

ઉ૦ ચાર્વાકમત જીવને શરિરથી ભીન્ન કહેતો નથી, પણ સ્થૂળ શરિરનેજ જીવ માને છે, સુખને સ્વર્ગ, દુઃખને નર્ક ને મરવાને મોક્ષ માને છે તે શિવાય પુણ્ય નથી પાપ નથી, સ્વર્ગ નથી નર્ક નથી, ઇશ્વર નથી, કોઇ શાસ્ત્ર કે વેદ

પ્રમાણ નથી. પૃથ્વી, જળ, તેજ ને વાયુ તે ચાર ભૂતો છે. અને અર્થ તથા કામ એ બેજ પુરૂષાર્થ છે, તેવો તેમનો મત છે.

પ્ર૦ જૈનનો શું મત છે.

ઉ૦ જૈન મત જીવને શરિર જેવડો માને છે, સંસારના પદાર્થોને કાળવડે વધતા ઘટતા ને નિત્ય માને છે, ઇશ્વરને જગત્કર્ત્તા માનતા નથી. તેઓ ૧ સુખંસુખં, ૨ સુખં, ૩ સુખંદુખં, ૪ દુખંસુખં, ૫ દુખં અને ૬ દુઃખંદુઃખં, એમ કાળના છ આરા સ્વિકારે છે. ૧ તિર્થંકર, ૨ સિદ્ધ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય અને ૫ મુનિ એ પાંચની ઉપાસનાવડે તથા જ્ઞાન ને તપવડે આઠ પ્રકારનાં કર્મોનો વિલય કરવાથી મોક્ષ થાય છે તેમ માને છે. ૧ જીવ ( ભોક્તા ) ૨ અજીવ ( ભોગ્ય ) ૩ પુણ્ય, ૪ પોપ, ૫ આસ્રવ ( ઇન્દ્રિયોની વિષયાકાર પ્રવૃતિ ) ૬ સંવર ( પ્રવૃતિને રોકનાર યમ નિયમ ) ૭ નિર્જર ( પાપનો નાશ કરનાર તપ ) ને ૮ બંધ એ આઠ પ્રકારનાં કર્મો અને ૯ મોક્ષ. ( આઠ પ્રકારનાં કર્મોનો આત્યંતિક નાશ થયે જે સિદ્ધ શિલાપર સિદ્ધ રૂપે સ્થીતિ થવી તે ) આ નવ તત્વોનો વિચાર કરવાથી તથા ૧ પ્રાણાતિપાત ( હિંસા ) ૨ મૃષાવાદ ( જુઠું બોલવું ) ૩ અદત્તાદાન ( ચોરી ) ૪ મૈથુન ( અબ્રહ્મચર્ય ) ને ૫ પરિગ્રહ ( મમતા પૂર્વક ભોગ પદાર્થો એકત્ર કરવા તે ) એ પાંચેનો સર્વથા ત્યાગ કરવાથી. ૧ જ્ઞાનાવરણિય ( તિર્થંકરોએ કરેલા ઉપદેશથી મોક્ષ થતો નથી એવી સમજ. ) ૨ દર્શનાવરણિય જૈનશાસ્ત્રના શ્રવણથી મોક્ષ થતો નથી એવી

સમજ ) ૩ મોહનીય ( જૈનધર્મ સર્વથી શ્રેષ્ટ નથી એવી સમજ ) ને ૪ આંતરિય ( જ્ઞાનાદિમાં પ્રતિબંધ કરનાર કર્મો ) એ ચાર ઘાતિ કર્મોનો નાશ થાય છે. આવા જ્ઞાનીનુ શરિર પડયા પછી તેની સિદ્ધ શિલાપર સિદ્ધરૂપે સ્થીતિ થાય છે. આ વખતે તેનો ૧ વેદનીય ( મ્હેં તત્વને જાણ્યુ છે એવું અભિમાન ) ૨ નામિક ( હું અમુક નામવાળો છું એવું અભિમાન ) ૩ ગોત્રિક ( હું તિર્થંકરોની શિષ્ય પરંપરામાં પ્રવેશ પામ્યો છું એવું જ્ઞાન ) ને ૪ આયુષ્ય ( દેહને ધારણ કરનારૂ કર્મ ) એ ચાર અઘાતિ કર્મો પણ નાશ પામે છે એમ માને છે. જૈન વેદને તથા બ્રાહ્મણોને પુજ્ય માનતો નથી તેઓમાં દિગંબર ( ઢુંમડ ) તપા ને ઢુંઢિયા વિગેરે ત્રણ ભેદ છે.

પ્ર૦ યાહુદીનો શું મત છે ?

ઉ૦ યાહુદી લોકો એક ઇશ્વરને માને છે. તેમના પેગંબર ( પરમેશ્વર ભણીથી સંદેશો લાવનાર ) મુસા છે. તેઓ શનિવારને પૂજ્ય ગણે છે. તેમને મતે જીહોવા ( ઈશ્વર ) જીવને તથા જગતને ઉત્પન્ન કરે છે અને નર્કમાં જનારા તથા સ્વર્ગમાં જનારા જીવોને પ્રથમથીજ નક્કી કરે છે કયામતને દિવસે તેમનો ન્યાય ઇશ્વર કરે છે પછી પુણ્યવાનને તે કાયમના સ્વર્ગમાં ને પાપીને કાયમના નર્કમાં નાખે છે. તેઓ પુનર્જન્મને માનતા નથી અને નિમાજ રોજા તથા સુનતને કર્તવ્ય રૂપ માને છે.

પ્ર૦ મુસલમાનનો શું મત છે?

ઉ૦ તે લોકો ઇશ્વરને તથા મહમદ પેગંબરને માને છે. તેઓ કુરાન અને હદીસને પ્રમાણ રૂપ માને છે. હદીસમાં મહમદ પેગંબરનાં વચનો અને તેમની રહેણી કરણીનુ વર્ણન છે. પ્રત્યેક મુસલમાનપર પાંચ પ્રકારનુ કર્ત્તવ્ય મુકરર છે તે એકે ૧ કલમો પઢવો ૨ પાંચ વેળા નિમાજ કરવી. ૩ રમજાન માસમાં રોજા રાખવા. ૪ જકાત એટલે મિલકત ઉપર અઢી ટકા ધર્માદો આપવો ને શક્તિ હોય તો ૫ હજ કરવી તેઓ પુનર્જન્મને માનતા નથી અને પુણ્યથી કાયમનું સ્વર્ગ ને પાપથી કાયમનું નર્ક જીવને મળે છે. તથા કયામતને દિવસે ઇશ્વર બધાંનો ન્યાય કરશે. એમ સ્વિકારે છે. તેમને મતે પણ જીવો તથા જગતને ઇશ્વર ઉત્પન્ન કરે છે.

પ્ર૦ ખ્રિસ્તી ધર્મનો શું મત છે?

ઉ૦ ખ્રિસ્તી લોકો ૧ ઇશ્વર (પિતા) ૨ ઈસુ (પુત્ર) ને. ૩ પવિત્ર આત્મા આ ત્રિપુટીને માને છે. એમના મતમાં દિક્ષા થાય ત્યારે જળ સંસ્કાર તથા પવિત્ર ભોજન થાય છે તેમાં ત્રણ મુખ્ય પેટા વિભાગ છે. ૧ રોમન કાથલિક. ૨ પ્રોટેસ્ટંટ ને ૩ ગ્રીકચર્ચ તેઓ બાઇબલ એટલે પુરાતન સ્થાપનાને નવિન સ્થાપનાને પ્રમાણરૂપ માને છે. તેમાં પણ નવિન સ્થાપનાને વધારે પ્રમાણ રૂપ માને છે. એ ત્રણમાં પરસ્પર કેટલોક ભેદ છે. રોમન કાથલિક અને ગ્રીકચર્ચવાળા મરિયમ (ઇસુખ્રીસ્તની મા) ને મધ્યસ્થ માને છે પરંતુ પ્રોટેસ્ટંટ ધર્મવાળા તેમ માનતા નથી પ્રોટેસ્ટંટમત માર્ટિનલ્યુ-

થરે, ચલાવેલો છે. તેઓ પુણ્યપાપના ફળ રૂપે કાયમનુ સ્વર્ગ નર્ક માને છે. અને ન્યાયને દિવસે ઇશ્વર બધા મનુષ્યાદિનો ન્યાય કરશે એમ સ્વિકારે છે.

પ્ર૦ શુન્યવાદી બૌદ્ધનો શું મત છે.

ઉ૦ નિરંતર સર્વ શૂન્ય છે એવી ભાવના કરવાથી ૧ રૂપ ( શબ્દાદિ પાંચ વિષયોને શ્રોતાદિ પાંચ ઇન્દ્રિયો ) ૨ વિજ્ઞાન ( બુદ્ધિ ) ૩ વેદના ( સુખ દુઃખાદિનો અનુભવ) ૪ સંજ્ઞા ( વસ્તુનુ નામ અને જ્ઞાન ) ને ૫ રાગ દ્વેશના સંસ્કાર આ પાંચ સ્કંધો નિઃશેષ નાશ પામવાથી પુરૂષને નિર્વાણ ( મોક્ષ ) પ્રાપ્ત થાય છે. તેમ માને છે. તેઓ વેદ અને બ્રાહ્મણને પૂજ્ય માનતા નથી. તથા યજ્ઞને ચિત્ત શુદ્ધિમાં કે મોક્ષમાં ઉપકારક ગણતા નથી.

પ્ર૦ ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધનો શું મત છે ?

ઉ૦ તેઓ ૧ આલય વિજ્ઞાન ધારા ને ૨ પ્રવૃત્તિ વિજ્ઞાન ધારા બુદ્ધિનાં એવાં બે સ્વરૂપ માને છે. હું હું એવું જ્ઞાન તે આલય વિજ્ઞાનધારા. ને ઘટપટાદિને વિષય કરનારૂં જ્ઞાન તે પ્રવૃત્તિ વિજ્ઞાન ધારા કહેવાય છે. પ્રવૃત્તિ વિજ્ઞાન ધારાનો આલય વિજ્ઞાન ધારામાં લય કરવાથી મોક્ષ થાય છે. એમ સ્વિકારે છે. બૌદ્ધ ધર્મમાં ૧ ભિખ્ખુ ૨ ભિખ્ખુણી ૩ ઉપાસક ને ૪ ઉપાસિકા એવા ચાર ભેદ છે, તેમાં પ્રથમનાં બે ત્યાગી અને પાછળનાં બે ગ્રહસ્થ હોય છે. પાંચ

સ્કંધો નાશ કરવા રૂપ મોક્ષ પ્રાપ્તી માટે અતિ પ્રયત્ન કરવો, એ એ ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે.

પ્ર૦ રામાનુજ આચાર્યનો શું મત છે ?

ઉ૦ ૧ વાસુદેવ ( ઇશ્વર ) ૨ અચિત્ ( માયા ) ને ૩ ચિત્ ( જીવ ) એ ત્રણ પદાર્થને તે મતવાળા અનાદિ ને અનંત માને છે. માયા અને જીવના નિયંતા ઇશ્વર છે. જીવ અણુ જેવડો છે, વિષ્ણુના સ્થાનમાં વિષ્ણુરૂપ થઇને રહેવું તેને મોક્ષ માને છે. ઇશ્વર તે ૧ અર્ચા ( પ્રતિમા ) ૨ વિભવ ( અવતાર ) ૩ વ્યૂહ ( ૧ વાસુદેવ, ૨ સંકર્ષણ, ૩ પ્રદ્યુમ્ન ને ૪ અનિરૂદ્ધ ) ૪ સુક્ષ્મ (પરબ્રહ્મ) ને ૫ અંતરયામી ( જીવમાં રહીને પ્રેરણા કરનાર ) એવા પાંચ રૂપે સ્થિત છે. ૧ અભિગમન ( ભગવાનના મંદિરમાં વાળવુ લિંપવુ ઇત્યાદિ ) ૨ ઉપાદાન ( ભગવાનની પૂજા માટે ગંધ સામગ્રી ગ્રહણ કરવી ) ૩ પૂજા, ૪ સ્વાધ્યાય ને ૫ યોગ ( અંતરયામીનું ધ્યાન ) એ પાંચ પ્રકારની ઉપાસનાઓ માને છે. એ ઉપાસનાઓ કરવાથી ભક્તના ચિત્તમાં ભક્તિ નામના જ્ઞાનનો આવીર્ભાવ થાય છે અને યોગવડે જ્યારે અહંકારાદિક લય પામી જાય છે, ત્યારે ભક્તવત્સલ ભગવાન ભક્તને પોતાનુ ધામ આપે છે ભગવાનમાં પરમ પ્રીતિરૂપ ભક્તિવડે ધ્યાનાદિથી ભગવાનનો સાક્ષાત્કાર નિર્મળ વૈરાગ્યથી ભક્તિની પ્રાપ્તિ, અંતઃકરણની શુદ્ધિથી વૈરાગ્યની પ્રાપ્તિ આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ અને અદૃષ્ટ અન્ન જમવા રૂપ વિવેકના પાલણથી અહારની શુદ્ધિ

થાય છે. તેમનો મત " વિશિષ્ટાદ્વૈત " એટલે જીવને માયા રૂપ વિશેષણવાળુ અદ્વૈત માનનારો છે.

પ્ર૦ નિંબાર્કાચાર્યનો શું મત છે ?

ઉ૦ નિંબાર્કાચાર્યનો મત દ્વૈતાદ્વૈતને માને છે, એટલે વ્યવહારકાળે દ્વૈત ને મોક્ષકાળે અદ્વૈતનો અંગીકાર કરે છે. તેઓ નવધા ભક્તિમાંથી કોઇએક ભક્તિ કરવાથી વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય તેને મોક્ષ માને છે.

પ્ર૦ વલ્લભાચાર્યનો શું મત છે ?

ઉ૦ તેઓ જીવને અણુ જેવડો માને છે અને જીવ તથા જગતને સત્ કહે છે. ગોલોકાધિપતિ શ્રી કૃષ્ણ મુમુક્ષુને સેવવા યોગ્ય છે, અને તે નવધા ભક્તિમાંની કોઇએક ભક્તિ વડે ઉપજેલી દશમી પરાભક્તિવડે પ્રસન્ન થાય છે. સેવાના બે પ્રકાર છે. ૧ સાધનરૂપ ને ૨ ફળરૂપ, શરિર અને દ્રવ્યાદિવડે થતી સેવા તે સાધનરૂપ ને માનસ સેવા તે ફળરૂપ, તેઓ ગોલોકને મોક્ષ કહે છે. તેમના મતનુ નામ શુદ્ધાદ્વૈત એટલે માયા વિનાનુ અદ્વૈત માનનારો મત છે.

પ્ર૦ મધ્વાચાર્યનો શું મત છે ?

ઉ૦ મધ્વાચારીયો. ૧ સ્વતંત્ર (વિષ્ણુ) ને ૨ પરતંત્ર (જીવ તથા જડ જગત) એવાં બે તત્વને સ્વિકારે છે. જીવ અણુ જેવડો અને ભગવાનનો દાસ છે, ભગવાનની

સેવા કરવી એજ જીવનુ કર્ત્તવ્ય છે. સેવા ત્રણ પ્રકારની છે. ૧ અંકન, ૨ નામકરણ ને ૩ ભજન ભગવાનનુ વારંવાર સ્મરણ થાય માટે શરિર ઉપર શંખ ચક્રાદિ ચિન્હો ધારણ કરવાં તે અંકન, ભગવાનના નામનુ વારંવાર સ્મરણ થાય માટે પુત્રાદિનાં રામકૃષ્ણ, ગોવિંદ, નારાયણાદિ નામ પાડવાં તે નામકરણ, ને ૧ દયા, ૨ ભગવત સ્પૃહા, ૩ શ્રદ્ધા, ૪ સત્યવાક્ય, ૫ હિતવાક્ય, ૬ પ્રિયવાક્ય, ૭ સ્વાધ્યાય ૮ દાન, ૯ પોતાનુ અને પરનુ રક્ષણ ને ૧૦ પૂજા. એ દશ પ્રકારની ક્રિયા કરી પ્રભુને અર્પણ કરવી તે ભજન, વૈકુંઠની પ્રાપ્તિને તેઓ મોક્ષ માને છે.

પ્ર૦ સ્વામીનારાયણનો શું મત છે?

ઉ૦ સ્વામીનારાયણ એટલે ઉદ્ધવ સંપ્રદાયી લોકો ઇશ્વર, માયા ને જીવ તે ત્રણને અનાદિ ને અનંત માને છે. જીવ અણુ જેવડો છે. ઇશ્વર સાકાર છે. ને તે નિત્ય અક્ષરધામમાં વિરાજમાન છે.

૧ નિષ્કામ ૨ નિર્માન ૩ નિર્લોભ ૪ નિઃસ્નેહ ને ૫ નિઃસ્વાદ આ પાંચ વર્તમાનપાળી અક્ષર ધામમાં રહેલા નારાયણ અથવા તેમના અવતારરૂપ માનેલા સ્હેજાનંદ સ્વામીની ઉપાસના કરવાથી જીવને અક્ષર ધામની પ્રાપ્તિ થાય છે તેને તેઓ મોક્ષ માને છે.

પ્ર૦ બીજા મતોનું નિરૂપણ કરો?

ઉ૦ અત્રે દરેક મતનુ નિરૂપણ કરવા અવકાશ નથી જો આપને દરેક મતનુ નિરૂપણુ જોવા અપેક્ષા હોય તો હવે પછી થનારા અમારા "સત્ય સુર્યપ્રકાશ" નામના ગ્રંથમાં જોવું અમારા હેતુ જોવા જો ઇચ્છા હોય તો પુછો.

પ્ર૦ તમે અનાદિ પદાર્થો કેટલા માનો છો ?

ઉ૦ વિશ્વ વ્યવસ્થા સમજાવવા સારૂ અમે છ પદાર્થને અનાદિ માનીયે છીએ. જે કે ૧ બ્રહ્મ. ૨ માયા. ૩ બ્રહ્મ અને માયાનો સંબંધ. ૪ ઇશ્વર. ૫ જીવ. ને ૬ એ પાંચેનો પરસ્પરમાં ભેદ તેમાં બ્રહ્મને અનાદિને અનંત માનીએ છીએ બાકીના પાંચને અનાદિને સઅંત એટલે અંતવાળા માનીયે છીએ કેમકે જીવનો ઉપાધિ અજ્ઞાન છે. તે અજ્ઞાન નષ્ટ થયે જીવ બ્રહ્મ થાય છે તે વખતે બ્રહ્મ શિવાય બાકીના પાંચે પદાર્થોનો તે જીવને આત્યંતિક પ્રલય થાય છે તેથી તે રીતે બાકીના પાંચ અંતવાળા છે કેમકે છેવટ સદ્રૂપે માત્ર બ્રહ્મજ રહે છે. તે વખત શિવાય બ્રહ્મ રહિત બાકીના પાંચનો આવિર્ભાવ ને તિરોભાવ સ્વિકારીએ છીએ.

પ્ર૦ તમે મોક્ષ કોને માનો છો?

ઉ૦ જીવનો અજ્ઞાન રૂપ ઉપાધ નષ્ટ થયે જીવ બ્રહ્મરૂપ થાય છે તેને અમે મોક્ષ માનીએ છીએ.

પ્ર૦ મોક્ષ શાશ્રી મળે છે કર્મ ઉપાસના કે જ્ઞાનથી?

ઉ૦ મોક્ષ જ્ઞાનથીજ મળે છે. કેમકે શ્રુતિ પણ કહે છે

કે ઋતે જ્ઞાનાન્ન મુક્તિઃ શ્રુતિ અર્થ-જ્ઞાન વિના મોક્ષ મળતો નથી.

પ્ર૦ ત્યારે કર્મ ઉપાસનાનો સ્વિકાર કરોછો કે કેમ

ઉ૦ હા નિત્ય નૈમિત્તિક કામ્ય અને પ્રાયઃશ્ચિત તે ચાર પ્રકારનાં કર્મો છે તેમાંનાં નિત્ય નૈમિત્તિક ને પ્રાયશ્ચિત તે ત્રણ કર્મોનો અમે સ્વિકાર કરીએ છીએ કામ્ય કર્મ હિંસક અને અલ્પફળદાતા હોવાથી તેનો સ્વિકાર કરતા નથી.

પ્ર૦ શાસ્ત્ર કહે છે કે જ્ઞાનથી સર્વ કર્મ બળી ભસ્મ થાય છે તો જ્ઞાનીયોને કર્મ કરવાની શી જરૂર છે

ઉ૦ જ્ઞાનરૂપ અગ્નિવડે પ્રારબ્ધ કર્મ બળતું નથી તેથી પ્રારબ્ધ પ્રમાણે સુખ દુઃખના ભોગો ભોગવવા પડે છે અને સ્થૂળ દેહ પણ પ્રારબ્ધથી બંધાયલો છે. તેથી જ્ઞાનીયો જ્યાં સુધી સ્થૂળ દેહમાં સ્થીતિ કરીને ખાનપાનાદિ ભોગો કરે છે ત્યાં સુધિ વર્ણાશ્રમના ધર્મ પાળવાની તેમને આવશ્યક્તા છે. તેમ ન કરવાથી પાપ લાગે છે માટે અમે પણ તે ત્રણ પ્રકારનાં કર્મોનો નિષ્કામપણે સ્વિકાર કરીએ છીએ. તે સાથે નિર્ગુણ ઉપાસના ( બ્રહ્મરૂપ ચિંતવન ) ને પણ માન્ય કરીએ છીએ.

પ્ર૦ આત્માની વાખ્યા કહો !

ઉ૦ આત્મા તે નિત્ય નિરાકાર નિર્ગુણ શુદ્ધ એક અ-વિકારિ આધિષ્ઠાન અક્રિય અપરિચ્છિન્ન અસંગી આનંદરૂપ

ચેતન સ્વપ્રકાશ સર્વ વ્યાપક ક્ષેત્રજ્ઞ ઇન્દ્રિયાતીત ને આવરણ રહિત છે.

પ્ર૦ અનાત્માની વાખ્યા કહો ?

ઉ૦ અનાત્મા તે અનિત્ય સાકાર સગુણ નાના વિકારિ પરિચ્છિન્ન દુઃખ રૂપ જડ પરપ્રકાશ ક્ષેત્રને આવરણ રૂપ છે.

પ્ર૦ તમે કોઇની સાથે સંવાદ કરોછો કે નહિ ?

ઉ૦ સંવાદ ત્રણ પ્રકારના છે. જે કે ૧ વાદ (તત્વનો નિર્ણય કરવા માટે જીજ્ઞાસુને જ્ઞાનીનો યુક્તિ અને પ્રમાણ સહિત જે સંવાદ તે) ૨ જલ્પ (તત્વનો નિર્ણય કરવા માટે નહિ કિંતુ એક બીજાનો પરાજય કરવા માટે પરસ્પરમાં પ્રમાણ અને યુક્તિ સહિત પંડિતો જે સંવાદ કરે છે તે) ને ૩ વિતંડા (એક બીજાના પક્ષમાં દુશણ આપવા સારૂ મુર્ખાનો યુકિત અને પ્રમાણ રહિત જે સંવાદ તે) તેમાંનો અમે " વાદ " નામનો સંવાદ કરીએ છીએ. જલ્પ અને વિતંડા એ બે સંવાદોને માન્ય કરતા નથી કેમકે તે અતિ ખેદજનક છે ને ખેદ તે ભેદ જનક છે ભેદ તે અકલ્યાણ રૂપ તથા કામ ક્રોધ મોહનો મિત્ર છે.

પ્ર૦ તમે કેટલાં પ્રમાણોને માનો છો ?

ઉ૦ પ્રત્યક્ષ-શબ્દ અનુમાન ઉપમાન અર્થાપત્તિ-અનુપલબ્ધિ સંભવ ઐતિહ્ય ને ચેષ્ટા વિગેરે પ્રમાણો ઘણી પ્રકારનાં છે. પણ અમે તો માત્ર પ્રત્યક્ષ શબ્દ અનુમાન ને

ઉપમાન એ ચાર પ્રમાણોને માનીએ છીએ કેમકે તે ચારમાં દરેકનો સમાવેશ થઈ શકે છે.

પ્ર૦ શબ્દ પ્રમાણ કોને કહોછો ?

ઉ૦ વિદ્વાન તત્વવેત્તાનાં વિવેક પુરઃસર ને યથાર્થ જે વચનો તેને અમે શબ્દ પ્રમાણ કહીએ છીએ.

પ્ર૦ તમે કોના રચેલા કેટલા ને કયા કયા ગ્રંથોને માન્ય કરો છો ?

ઉ૦ સમજતાં અમને સરળ પડે એવા ગમે તેટલા ને ગમે તેના રચેલા પ્રાચિન કે અર્વાચિન ગ્રંથો હોય તેમાંના સત્ય એટલે યથાર્થ દરેક વિષયોને અમો માન્ય કરીએ છીએ.

પ્ર૦ તમે કેટલી પ્રકારનાં વચનોનો સ્વિકાર કરોછો ?

ઉ૦ ભયાનક રૂચક ને યથાર્થ તે ત્રણે પ્રકારનાં વચનોને અમે સ્વિકારીએ છીએ.

પ્ર૦ યથાર્થ વચનોને સ્વિકારવાની આવશ્યકતા છે. પણ ભયાનક રૂચકનો સ્વિકાર શા માટે કરો છો કેમકે તે સત્ય નથી.

ઉ૦ પામર જનોને પાપ પ્રવૃતિપર જતા અટકાવવા સારૂ ભયાંનક વચનોને સ્વિકારિ પ્રકાશમાં મૂકીએ છીએ.

પામર અને વિષયી જનોને કર્મકાન્ડમાં જોડવા સારૂ તથા પરમેશ્વરમાં પ્રિતિ કરાવવા સારૂ રૂચક વચનોને સ્વિકારિ પ્રકાશમાં મુકીએ છીએ પછી તેમને નિષ્કામ કર્મનો બોધ કરી જીજ્ઞાસુ બનાવીએ છીએ.

જીજ્ઞાસુ જનોના સારૂ યથાર્થ વચનોને અનુભવ યુક્ત પ્રકાશમાં મૂકીએ છીએ. ક્રમે કરીને ભયાનક ને રૂચકથી પામર અને વિષયોજન જીજ્ઞાસુ બની જાય છે અને તેથી કરી છેવટ સત્યનો ઉદય થાય છે માટે તે બે વચનોને ગૌણ સત્ય ગણી યથાર્થ સાથે સ્વિકાર કરીએ છીએ.

પ્ર૦ તમે મૂર્તિને માનોછો કે કેમ ?

ઉ૦ વ્રત્તિ નિરૂપાધિક બ્રહ્માકાર થાય તેને નિર્વિકલ્પ સમાધિ કહે છે તે નિર્વિકલ્પ સમાધિનાં આઠ અંગ છે જે કે યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન ને સમાધિ. તે સમાધિને સાધ્ય કરવા સારૂ ધારણા અને ધ્યાનના વિષયમાં ધ્યેય મૂર્તિની કલ્પના કરવાની જરૂર છે કેમકે પ્રથમ ધ્યેય ન હોય તો વૃત્તિ ધ્યેયાકાર થાય નહિ માટે જ્ઞાન યુક્ત સમાધ સિદ્ધ થાય ત્યાં સુધી કાગળની કાષ્ટની પાષાણની કે તેથી શ્રેષ્ટ કલ્પના રચિત મૂર્તિને અમે માન્ય કરીએ છીએ. અને સમાધ સિદ્ધ થયે તો પોતેજ એક અખંડ અને આનંદ મૂર્તિનો આકાર બનવાથી મૂર્તિની અપેક્ષા હોતી નથી.

પ્ર૦ તુલસી સુખડ રૂદ્રાક્ષ ભદ્રાક્ષ દ્રૌ સ્ફટિક પરવાલાં વિગેરે કંઠીઓમાંથી તમે કોનો સ્વિકાર કરો છો ?

ઉ૦ ગૃહસ્થો જેમ અમુલ્ય કનક કે હિરા માણેકના હાર કરીને શણુગાર નિમિત્તે સ્વિકારે છે. તેમ રૂદ્રાક્ષ ભદ્રાક્ષ પરવાલાં ઇત્યાદિ અમુલ્ય વસ્તુ હોવાથી વળી ઉત્તમ વનસ્પતિ રૂપ. ને વૈદ્ય નિયમાનુંસાર શરીર બળ સંપતિ પોષક તથા

શિવ પ્રિય હોવાથી તેને શણગાર તરીકે સ્વિકારવા અમો ઉત્સુક છીએ પણ તે શિવાયની અન્ય શુષ્ક ને અશોભિત કંઠીઓને શું તમે કંઠીઓ કહો છો ? નાના તે કંઠીઓ નહિ પણ પુરૂષોને પશુ બનાવવાનાં ગાળીયાં છે.

મત વાદીયો રૂપી ગોવાળોએ મતરૂપી વાડા વાળી અજ્ઞાન પુરૂષો રૂપી પશુઓને કંઠીઓ રૂપી સસ્તામાં સસ્તાં ગળે ગાળીયાં ઘાલી વશ રાખવાનો ઉપાય વરતાવ્યો છે. તેમાં પણ મુખ્ય પ્રયોજન એ છે કે પોતાને ઉદર પોષણ કરવું ને ભોગ પદાર્થો ભોગવવા જેમ ગોવાળને પકડી રાખેલા પશુઓથી ભોગ મઝા માણવી છે તેમ-જુલમતો જુઓ જ્ઞાન ગોષ્ટીમાં ગાણુ બજાવું ને અંતરમાં એશારામ આ એશારામમાં કવચીત ખામી આવે એવા હેતુથી વાડામાં પૂરેલાં પશુઓને સરળ થયા છતાં પણ ગળેથી ગાળીયાં કાઢતા નથી.

અમારે એવા વિષયાનંદી ગુરૂઓ. ને વિષયાનંદી શિષ્યોની પેઠે ભોગ પદાર્થો ભોગવવા અપેક્ષા નથી કે જેથી તદ અનુસાર વર્તીએ.

જીવાત્મા પર કારણ સુક્ષ્મ ને સ્થુળ તેવા ત્રણ બંધતો છેજ તથાપિ તે પર વિશેષ બંધ બાંધતા જવું કે બંધથી મુક્ત કરવા ? તેનો વિચાર તમેજ કરો.

શાસ્ત્રાધારે દ્વિજ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય તે ત્રણ વર્ણને યજ્ઞો પવિત ( જનોઇ ) ધારણ કરવાનો અધિકાર

છે. અને શુદ્રોને તે અધિકાર ન હોવાથી આસ્તા પૂર્વક યજ્ઞોપવિતને ઠેકાણે એકાદ કંઠી સ્વિકારે તો હરકત જેવું નથી પણ દ્વિજે સ્વધર્મ છોડી પદભ્રષ્ટ થવું તે કદી કાળે બને જ નહિ તેમ છતાં બને તો તે કરણી કળિયુગની છે. એમ માની સંતોષ રાખવો.

પ્ર૦ તમે તિલકાદિ ચિન્હો કરોછો કે કેમ ?

ઉ૦ સ્વધર્મ પાળક દ્વિજે મંત્ર યુક્ત ભસ્મ ત્રિપુંડ્ર કરવું તેવી વેદ શાસ્ત્રની આજ્ઞા છે હાલના મતવાદીયો સ્વસિદ્ધાન્તથી વાડેવાડાનાં વિવિધ ચિન્હો કરાવે છે. તે કેવળ કારણ રહિત ને કેસર ચંદનની મોંઘવારી કરવા રૂપ છે, તેને પોતાના ધર્મની ધ્વજા પતાકા રૂપ માની યોગ્યતા દર્શાવા ધારે છે. પણ તે કેવળ અસંભવિત હોય છે. ત્રિપુંડ્ર પર તિલક કરવાની જરૂર છે નહિ તથાપિ જો જીજ્ઞાસુની અપેક્ષા હોય તો અનુમાનથી સિદ્ધ થયેલુ એક ને પૂર્ણ ( ૦ ) તિલક કરવું કેમકે ઇશ્વરનો ધર્મ એક છે તેનુ ચિન્હ પણ એકજ હોય ઇશ્વર પૂર્ણ છે માટે ચિન્હ પણ પુર્ણ હોવુ જોઇએ " શિવાય " લેલાટે લોઢા લાકડાની સળીઓ કે બીબાં નહિ લગાડતાં, ઇશ્વરકૃત હસ્તાંગુલીવડે તિલક કરવું તેમાં દ્વિજે અનામિકા ( ટચલી આંગળીના પાસેની ) વડે તિલક કરવું તે અનામિકા પર ઇશ્વર પ્રેરિત ચિન્હ એક ને પુર્ણજ છે તેથી એક ને પુર્ણ ચિન્હ કરવું કે જે આસ્તિકતા સાથે લેલાટને ઉત્તમ શોભા આપી શકે છે તે શિવાયના સઘળા ડોળ, આડંબરીપણાનો નિશ્ચય બતાવનારા છે એ નિર્વિવાદ માનવું.

પ્ર૦ "શ્રી સત્ય સાધક અધિકારિ મંડળ" ના મુખ્ય ગ્રંથો કયા કયા છે ?

ઉ૦ શ્રી સત્ય સાધક અધિકારિ મંડળના નાના મોટા તમામ ગ્રંથો મુખ્યજ છે. કેમકે સત્ય શિવાય એમાં અન્ય વચનો વપરાતાં નથી.



હવે આપનાં પ્રશ્નો બંધ કરો. જો આપને, શ્રીવેદ સનાતન સ્વધર્મમાં વિશેષ વાકેફ થવા જીજ્ઞાસા હોય તો અમારા "श्रीसूक्ष्मवेदसंहिता" "शिक्षाकल्पशाखा" "સિદ્ધાંત સુર્યોદય." "પ્રવિણ પયોનીધી" વિ૦ વિ૦ ગ્રંથો જોવા.

ઇતિશ્રી ધર્મચર્ચા शिवार्पणमस्तु:



# છેલ્લી શિખામણ.

ગર્વ કીયા સો નર હાર્યો એ રાહ.

દીલ સમજીને ડગ ભરીએ ઓ ભાઈ આસ. દીલ સમજીને૦
ધર્મ હવે ધંધારૂપ થયો છે, કેઇ પેરે કલ્યાણ કરીએ;
પાપી પ્રપંચીનો દેખીને પડછો, ધ્યાન ઉપર નવ ધરીએ. ઓ૦ ૧
ભેદવાદી બહુ ભમે છે કળિમાં ડુબાવા દુઃખને દરીએ;
અભેદ સિદ્ધાંતનો અનુભવ લેઇને, આભવ સાગર તરીએ. ઓ૦ ૨
અસલ થકી હોય નકલ ઉજળી, જાંખી પડે નહિ જરીએ;
પાછળથી નવપડે પસ્તાવું, તેથી પ્રથમ પરિક્ષા કરીએ. ઓ૦ ૩
બની મહાત્મા બેઠા મૌન બનીને, તેના ઠાર્યા કેમ ઠરીએ;
પલક પછી મારે પંઝી પ્રપંચી, તો વણ મોતે મરીએ. ઓ૦ ૪
વાચાળ લોકોની વસ્તી વધી છે, તે દેખીને નવ ડરીએ;
દુષ્ટતણી દરકાર તજીને, હિત પોતાનુ ઉચરીએ. ઓ૦ ૫
જીવન્મુક્તી પદ કનક કસીને પિતળ ને પરહરિએ;
નટવરનાં સુણી નિરમળ વચનો, ફીકર તજીને ફરીએ. ઓ૦ ૬

ઇતિ—

———:o:———

॥ ॐ ॥

उतिष्ठत जाग्रत प्राप्यवरान्निबोधत् ॥

અર્થ—ઉઠો જાગો, શ્રેષ્ટ એવા આચાર્યની સમીપ સમિત્પાણી થઈ જઇને મોક્ષ જ્ઞાન માગો.

# સિદ્ધાંત સૂર્યોદય.



જેમાં સરહસ્ય શ્રી સનાતન ધર્મનો અભ્યુદય અતિ સુક્ષ્મ પ્રકારે કરવામાં આવ્યો છે. વેદાંતના અદ્વૈત સિદ્ધાંતનો આ એક અપૂર્વ ગ્રંથ છે. એક સાથે સો રૂપિયાના પુસ્તકોનો અર્થ ફક્ત સાડા ત્રણ આના સારે છે. આ લઘુ ગ્રંથ શ્રી સત્ય સાધક આધકારિ મંડળના મહારાજશ્રીએ ઘણીજ સુક્ષ્મત્તમ બુદ્ધિવડે બનાવી જીજ્ઞાસુજનોના કલ્યાણાર્થે પ્રકાશમાં મૂકયો છે જે વાંચી વિચારી અલભ્ય લાભ લેશોજી.

શ્રી સત્ય સાધક આધકારિ મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલાં દરેક પુસ્તકો મળવાનાં ઠેકાણાં નીચે પ્રમાણે.

મહારાજ શ્રીમાન્ નટવરલાલજી ઉ. તત્ત્વવેત્તા.
ગુરૂસ્થાન નાંદોલ. તા. દેહેગામ.
મંત્રી શ્રી સત્ય સાધક અધિકારિ મંડળ—સેરથા.
મંત્રી શ્રી સત્ય સાધક અધિકારિ મંડળ—પ્રાંતિજ.
મંત્રી શ્રી સત્ય સાધક અધિકારિ મંડળ—કલોલ.

# અગત્યની સૂચના.

## શ્રી સનાતન ધર્મ પ્રકાશક,

તૈયાર થાય છે. **સૂક્ષ્મવેદ સંહિતા.** તૈયાર થા



ઋગ્વેદ, યજુર્વેદ, શામવેદ ને અથર્વવેદ, એ ચાર વે આયુર્વેદ, ધનુર્વેદ, ગંધર્વવેદ ને અર્થવેદ, એ ચાર ઉપવે શિક્ષા, કલ્પ, નિરુક્ત, જ્યોતિષ, છંદ ને વ્યાકરણ, એ - વેદનાં અંગ. તથા ન્યાય, પુરાણ, ધર્મ શાસ્ત્ર ને મીમાંસા, એમ કુલ મળી વિદ્યાનાં અઢાર પ્રસ્થાન છે. તે વિદ્યાના એક આનંદીત આલયરૂપ દૃષ્ટાંત સિદ્ધાંતથી ભરપુર શ્રી સૂક્ષ્મવેદ સંહિતા મહારાજશ્રીના લોકમાનનિય હસ્તની કસાયેલી કલમવડે લખાયેલ લગભગ પ્રષ્ટ ૮૦૦ છતાં સર્વે ભાઇયો એક સરખો ઉપયોગ કરી શકે એવા હેતુથી કિમ્મત ફક્ત રૂપિયા બે કે અઢી રાખવામાં આવશે. અગાઉથી ગ્રાહક થઇ નિચેને શિરનામે લખો.

શ્રી ગુરૂસ્થાન નાંદોલ.

મહારાજ શ્રીમાન્ નટવરલાલજી ઉ૦ તત્વવેત્તા.

તા૦ દેહેગામ. એ. પી. રેલ્વે.